॥ ॐ तत्सत् श्री हरिः ॥

શ્રીકૃષ્ણ પરમાત્માના મહાન સાધુભક્ત.

# શેઠ શગાળશાહ.

## નાટકનાં ગાયનો.

શ્રી સુંદરવિલાસ નાટક કંપની માટે.

રચી પ્રસિદ્ધ કરનાર

સુરત નિવાસી

પા. રણછોડદાસ ભાઈચંદ આમલીવાળા.

આવૃત્તિ પહેલી પ્રત ૨૦૦૦



અમદાવાદમાં.

અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યાં

સંવત ૧૯૬૨ ઈ. સ. ૧૯૦૬

કિંમત બે આના.

# ટુંકસાર.

## અંક. પહેલો.

પ્રથમ સુત્રધાર મંગળાચરણ કરી. નટી સહીત પાત્ર યોજના કરતા જાય છે. બાદ શ્રીકૃષ્ણ પરમાત્માની સભામાં જતા નીકળેલ નારદજીનો દેખાવ. બાદ કૃષ્ણ સભામાં કૃષ્ણ તથા નારદ વચ્ચે વાતચીત થઇ. જેથી સત્યવાદી શેઠ સગાળશાહની સત્યભક્તિની પરિક્ષા લેવા શ્રીકૃષ્ણ ભગવાને મૃત્યુલોકમાં જવા નીકળવું. ત્યાર પછી શેઠ શગાળશાહનો નિમકહલાલ મુનિમ તાપીદાસ પોતના શેઠની સત્યભક્તિ વિષે વિચાર કરે છે. દરમ્યાન સગાળશાહનો બીજો લાલદાસ નામનો નિમકહરામ નોકર ત્યાં આવે છે, તે તાપીદાસના મ્હોઢા આગળ પોતાના શેઠની તથા સાધુઓની નિંદા કરે છે. તાપીદાસ તેને શીખામણ આપે છે. બાદ શગાળશાહ શેઠના ન્યાતીલા, ઘાતીલાલ ને કાતીલાલ નામના સખરો તાપીદાસને મળે છે, તે યુક્તિથી તાપીદાસ મારફતે સગાળશાહ શેઠ પાસે બદ દાનતથી પૈસા કઢાવવાની ગોઠવણ કરે છે. તાપીદાસ તે બાબતમાં ઈનકાર કરે છે, જેથી તે બન્ને લુચ્ચાઓ સાધુને બ્રાહ્મણનો વેશ લઇ શગાળશાહને ફરેબ દઈ ધુતવાનો વિચાર કરે છે. ત્યાર બાદ શેઠ શગાળશાહની સતી સ્ત્રી ચંગાવતી પોતાના ઘરમાં શ્રીકૃષ્ણનું પુજન કરતી જણાય છે, દરમ્યાન તેનો સદ્‌ગુણી પુત્ર ચેલૈયો નિશાળેથી આવે છે તે પોતાની માતા સાથે વાતચિત કરે છે, એટલામાં શગાળશાહ શેઠ કેટલાક સંતોને તેડીને આવે છે. ને તેમને ભોજન કરાવે છે. દરમ્યાન તાપીદાસ પણ કેટલાક સંતોને તેડીને આવે છે. તેમને પણ શેઠ ભોજન કરાવે છે. ને સરવેને જમાડ્યા બાદ સઊને મનઇચ્છીત દક્ષણા આપે છે. જમવા આવેલા સંતોમાં ઘાતીલાલને કાતીલાલ પણ સાધુ બ્રાહ્મણનો વેશ લઇ ભિક્ષાને બહાને શગાળશાહને ધુતવાને આવેલા છે. તે બન્નેને પણ શગાળશાહશેઠ બસો, બસોરૂપીયા ને એક એક

મુગસ્ર આપે છે આ બધું જોઇ લાલદાસ બળે છે. સંતોના જતી ગયા બાદ સગાળશાહ, ચંગાવતી, ને તેનો પુત્ર ચેલૈયો ભોજન કરે છે. ત્યાર બાદ પોતાના શેઠની ફરગાસથી સાધુઓની સેવા કરવામાં ને ફુશરાંપુી કરવામાં કંટાળેલો લુચ્ચો લાલદાસ પરગામથી પોતાના બીલખા નગર આવે છે તેને રસ્તામાં ખોડીયોને ખાપરો બે ચોર મળે છે, લાલદાસ તેને ગળી જઈ પોતાના શેઠને ઘેર ચોરી કરાવવા તેડી જાય છે. ને ત્રણે પાપીઓ મધરાત્રીએ સગાળશાહના ઘરમાં ખાતર મુકી ચોરી કરવા પેસે છે. ને કેટલાક દરદાગીના વિગેરે ચોરી જાય છે. બાદ તાપીદાસ રાજા ભુપતસિંહની કચેરીમાં ફરીયાદ કરવા જાય છે. દરમ્યાન કેટલાક પુરજનો ચોરીયોની બુમ મારતા આવે છે. રાજા તેમને શાન્તીમય જવાબ આપી વીદાય કરે છે. ને પુરમાં ચોરીયો થવાથી પોતાના પ્રધાન વીશાળમતીને ઠપકો આપે છે. જેથી વીશાળમતી સગાળશાહને ચોરાઇ ગયલો માલ આઠ દીવસમાં પકડી આપવા કબુલ કરે છે, બાદ સર્વે સભા ઇશ્વર પ્રાર્થના કરે છે !

## અંક ૧, લો. સમાપ્ત.



## અંક. બીજો.

બીલખા નગરના ચોકીયાતોનો લુચ્ચો સરદાર યારમહમદ પોતાની બેઇમાનીથી પૈસા મેળવવામાં ફાવ્યો છે. જેથી પોતાનો હોદ્દો વખાણી ખુશ થાય છે ? દરમ્યાન તેની બદમાસીના કારનામાઓનો દેખાવ. ત્યાર બાદ પહાડી જંગલમાં ઘાતીલાલને કાળીલાલ ફરેબથી સગાળશાહ પાસેથી લુંટી લાવેલા પૈસાનો ભાગ વહેંચવા એક ધર્મશાળામાં બેસે છે. ત્યાં વીશાળમતી પ્રધાન ગામડીયા વેશમાં આવી મળે છે. દરમ્યાને લુચ્ચો લાલદાસ તથા ખોડીયો ખાપરો સગાળશાહને ત્યાંથી ચોરી કરી લાવ્યા છે. તે પણ ત્યાં આવે છે. બાદ ચોકીયાતોનો સરદાર ત્યાં આવી પહોંચે છે. એટલે લાલદાસ તથા ખોડીયો ખાપરો ચોરીનો માલ મુકી નાશી જાય છે. તે યાર-

મહમદ હજમ કરી જાય છે, ને ખોટું તોહોમત મુકી વીશાળમતી તથા ધાતીલાલ કાતીલાલને ચોર ઠરાવી પકડી જાય છે ત્યાર બાદ સદ્ગુણી ચેલૈયાનું નિશાળેથી ઘેર જવું. માર્ગમાં એક બુઢ્ઢા બ્રાહ્મણનું મળવું. ચેલૈયાએ પોતાની ઉદારતા બતાવી. તે ડોસાને પોતાને ઘેર તેડી જવું. બાદ નીમકહલાલ મુનીમ તાપીદાસના ઘરમાં ખોડીયો ખાપરો તથા લાલદાસે ચોરી કરવા આવવું. તેમાં ખોડીયા ખાપરાનું ફસાઈ જવું. ને લાલદાસનું નાશી જવું. બાદ ભુપત સંઘની કચેરીમાં સરવેનો ઇનસાફ થાય છે, સગાળશાહનું ચોરાયેલું ધન પાછું મળે છે. ખોડીયા ખાપરા ધાતીલાલ કાતીલાલ તથા લાલદાસને સુજા સજા કરે છે, ને બદમાસ યારમહમદને બંધીખાને નાંખે છે.

## અંક, ૨. જો, સમાપ્ત.



## અંક ત્રીજો,

આઠ દીવસ સુધી મુશળ ધાર વરસાદની હેલી થવાથી. સગાળશાહ શેઠને એક પણ સંત્ત અભ્યાગત મળી આવ્યો નહિં, જેથી શેઠ તથા. તેમની સ્ત્રી અને પુત્ર. અપવાસી રહ્યાં છે, માટે તેમનો મુનીમ. તાપી દાસને કસ્તુરીયો અભ્યાગતને સોધવા માટે જંગલમાં એક સરોવર પર આવે છે, ત્યાં પત્તિયા સાધુના વેસમાં આવેલા શ્રી કૃષ્ણ ભગવાન નો મેળાપ થાય તે, તાપીદાસ. તે પતીયા સાધુને પોતાના શેઠને ઘેર તેડી જવા વીનંતી કરે છે, કૃષ્ણ ( પત્તિયો ) તેનો ઇનકાર કરે છે. જેથી તાપીદાસ સગાળશાહ શેઠને તેડી લાવે છે. સગાળશાહ પત્તિયા સાધુને પોતાને ઘેર તેડી જવાને વિજ્ઞપ્તિ. કરે છે. કૃષ્ણ તે વાતનો ઇન્કાર કરે છે. પછી સગાળશાહ પોતાના સ્ત્રી પુત્ર સહીત ઘણીજ આજીજી કરે છે, જેથી કૃષ્ણ (પત્તિયો ) તેને ઘેર જવા હા પાડે છે, અને સગાળશાહ સામૈયું કરી વાજતે ગાજતે પત્તિયા સાધુને પોતાને ઘેર તેડી લાવે છે, બાદ સગાળશાહ અનેક તરેહની સામગ્રી

સહીત મીષ્ટ પકવાન થાળમાં પીરસી પત્તિયાને જમાડવા લાવી હાજર કરે છે. ( કૃષ્ણ. ( પત્તિયો ) તે ભોજન જમવાને ઈન્કાર કરે છે. ને પોતે માંસાહારી છે. એમ જણાવે છે, જેથી સગાળશાહ શેઠ ન્યાત જાતની દરકાર નહી રાખતાં લોક લજ્યા મુકી તુરતજ કસાઇ વાડેથી માંસ મગાવી. તેનું ભોજન તૈયાર કરી પત્તિયા સાધુને જમવા આપેછે, તે પણ પત્તિયાજી ખાતાનથી. ને પોતે અઘોર પંથી છે. એમ જણાવી મનુષ્યનું માંસ ખાવા માગે છે. જેથી શેઠ શેઠાણી ઉંડા વિચારમાં પડી જાય છે. ને મનુષ્યનું માંસ ક્યાંથી મેળવવું તેની મોટી ફીકરમાં પડે છે. છેવટે પોતાના સદ્ ગુણી પુત્ર ચેલૈયાને કાપવાનો નિશ્ચય કરે છે, આ વખતે ચેલૈયો નિશાળે ગયેલો છે, તેને તેડવાને સગાળશાહ નિશાળ તરફ જાયછે, બાદ નિશાળમાં ચેલૈયો પોતાના સોબતી વિધ્યાર્થીઓને સદ્બોધ આપે છે. દરમ્યાન. કૃષ્ણ વૃદ્ધ બ્રાહ્મણને વેશે નિશાળમાં આવી ચેલૈયાને એવું સમજાવે છે કે તારો બાપ તને મારી નાંખવાને તેડવા આવે છે. માટે તું અહીંથી ભાગી જા ચેલૈયો તેના સવાલનો ઘટનો જવાબ આપી તે વધ બ્રાહ્મણની શિખામણ અયોગ્ય ગણી ત્યાંથી ભાગતો નથી. જેથી વધ બ્રાહ્મણ ( કૃષ્ણ ) થાકી પોતાને માર્ગે જાયછે. બાદ સગાળશાહ ચેલૈયાને તેડવા આવે છે. મહેતાજી તથા સર્વે વિધાર્થીઓ ઘણીજ દીલગીરીથી ચેલૈયાને શેઠની સાથે જવા દેછે. બાદ માર્ગમાં ચાલતાં ચેલૈયાને મારવો પડશે એ વીચારથી સગાળશાહ ગદગદીત થઇ જાય છે ચેલૈયો તેમને સત્વબો બોધ આપી એ વિચારમાં દ્રઢ કરે છે. બાદ પોતાને ઘેર આવે છે. ત્યાં પણ પોતાના માબાપની હિંમત કાચી થવાથી તેમને ઘણાજ જ્ઞાન યુક્ત બોધ વચનથી પોતાના કંઠપર છરી ફેરવવા મજબુત હીંમતવાન કરે છે. તે સદ્ગુણી ચેલૈયાને કાપી નાંખીને તેનુ મસ્તક શીકાપર મુકી તે બાળકના ધડને રાંધીને પત્તિયાજી ને જમવા આપે છે. તે વખત પણ તે ભોજનનો ઇન્કાર કરી શીકા ઉપર મુકેલા મસ્તકને આનંદથી ખંડાવવાની માગણી કરે છે. સત્યવાદી સગાળશાહ ને સતી અંગારતી તે પણ કબુલ કરે છે. ને બા-

બાળકના મસ્તકને આનંદથી ખાંડણીઆમાં ખાંડી, રાંધીને પાછું પતિયાજીને જમવા આપે છે. તે વેળા વાંઝીયાની ભીક્ષા લેતો નથી એવું બાહાનું કાહાડી પતીયાજી તેનો પણ ઇન્કાર કરે છે. ત્યારે ચંગાવતી પોતાના ઉદરમાં છ માસનો ગર્ભ છે તે બતાવી વંઝા દોષ મટાડવાને છરી લઇ પોતાનું ઉદર ચીરવા તત્પર થાય છે. જે વખત એકદમ પતિયારૂપે આવેલા શ્રીકૃષ્ણ ભગવાન પોતે ચતુરભુજ દર્શન આપે છે. ને મર્ણ પામેલા ચેલૈયાને સજીવન કરી તે બાળકને તથા તેના માતાપીતાને વૈમાનમાં બેસાડી પોતાના અક્ષય ધામમાં તેડી જાય છે. આખરે સત્યભક્તિનો જય ને પાપનો ક્ષય થાય છે.

સમાપ્ત.



# પાત્રોના નામ.

## ( પુરૂષ વર્ગ. )

સુત્રધાર .............................................. નાટકનો નાયક.

શ્રીકૃષ્ણ ...... ................................ અક્ષયપતિ ભગવાન.

નારદજી ...... ........................................ બ્રહ્માના પુત્ર.

ઇંદ્ર.................... .................................સ્વર્ગનો રાજા.

શંકર.................. .... ......... કૈલાસપતિ ભોળાશંભુ.

સગાળશાહ શેઠ ........બીલખા નગરનો એક વણીક ગ્રહસ્થ.

ચેલૈયો ......................... . ......સગાળશાહશેઠનો પુત્ર.

તાપીદાસ
લાલદાસ
ગુલાબદાસ
કસ્તુરીયો
...... ..................સગાળશાહ શેઠના મુનીમો.

ઘાતીલાલ
કાતીલાલ
..... ...સગાળશાહ શેઠના ન્યાતીલા દેશી વાણીયા.

સોભાગચંદ .......... ........ ...............તાપીદાસનો પુત્ર

ખોડીયો
ખાપરો
રૂડિયો
ઘડિયો
.................... . ............ .......ચાર ચોરો.

ભૂપતસિંહ......... ..... ...............બીલખા નગરનો રાજા.

વીશાળમતી......... ........ ........ .. ભૂપતસિંહનો પ્રધાન

મારજીત..................... .........ભૂપતસિંહનો સૈન્યાધિપતિ.

મારમહમદ......... ...........એક લુચ્ચો ચોકીયાતોનો સરદાર

પતિપોસાકુ ..............................શ્રીકૃષ્ણભગવાન પોતે

## ( સ્ત્રી વર્ગ. )

**નટી**……………………………………………સુત્રધારની સ્ત્રી

**સંગાવતી**………………………………… સગાળશાહશેઠની સ્ત્રી.

**સુલક્ષણા**…………………………………………તાપીદાસની સ્ત્રી

**મણી**……………………………………… તાપીદાસની પુત્રી.

**સુંદરજાન**………………………………બાલખા નગરની વારાંગના.

બાદશાહ—દાસ, દાસીઓ, દેવતાઓ, ફંગનીઓ, જીનદર, સિપાઇઓ, વિગેરે, વિગેરે, વિગેરે.



શ્રીગણેસાયનમઃ ॥ ॐ ॥ શ્રીગણેસાયનમઃ

॥ तत्सत् परमात्मने नमः

# શેઠ સગાળશાહ નાટકનાં

## ગાયનો.

સુત્રધાર— ૧

મંગળ પદ પ્રભુતારૂં પ્યારૂં સુખકાર સાર,
આપો મમ સેવા તમ હરી પરહરી પાપ;
પાપુ ઓદ્ધાર વિભુ ભવતાર. મંગળ.
નારદ બ્રહ્મા શીવ જપે જાપ,
એવા બાપ તમે આપ કાપો પાપ;
પ્રસન્ન પ્રસન્ન થાઓ મોરાર. મંગળ.

નારદ— ૨

બ્રહ્માનો સુત હું છું નારદજી નામ લડાવું સામાસામી એ મારૂં કામ,
સ્વર્ગ મૃત્યુ ને પાતાળે તમામ નારદ કળા કરૂં જૈ ઠામેઠામ.
સાચી જુઠી વાત માંહે ફગાવ સુતેલો સાપ ફુંક મારી જગાવ,
કુસંપ કરાવું સંપવાળા છે જ્યાં લાકડા લડાવું એક બીજાને ત્યાં.
આખા દીવસમાં જો કેથે ન ફાવું બટકો નાંખીને ચાર શ્વાનને લડાવું.
વિના કંકાસહીન કોરો જો જાય તો આ નારદજીને અપવાસ થાય.

દેવસભા— ૩

છે પ્રભુપદ બહુ સુખકારી, જાણે ભક્ત જન બલિહારી. છે.
મોર મુગટ પીતામ્બર ધારી, ચતુર્ભુજ પર તન મનવારી;
દીસે છબી સ્યામ, જાણે પુર્ણકામ દીપે બહુ નામ,
અક્ષય આ ધામ, આહા વાહવાહ, જય જય જય મોરલીધારી. છે.
અશરણ શરણ હો સુખ સાગર નટવર કુંજબિહારી,
પતિત પાવન અધમ ઓધ્ધારણ અકળ કળા અતિન્યારી. છે.

કુંભણ— ૪

હવે જાવું તે હાર લેવા કસોટી સગાળશાને દ્વાર,
સાધુરૂપે પતિયો થાઉં રક્ત પરૂ માંહે ખૂબ ભીજાઉં;
બની દુર્ગંધીદાર. લેવા.
માંખો અગણિત ભમશે અંગ, વદ્ધ રૂપ ને વાગન ઢંગ;
દમુ જઇને અપાર લેવા.
તંન તેનો હાર જઇને ગરાવું, કસાઇ કર્મ સ્વહસ્તે કરાવું;
સાથ રખાવી નાર. લેવા.
પાછો ન પડું પીડવામાં લગાર, ટકશે તો એકદમ આપીશ ઓદ્ધાર;
બસ થાવું તૈયાર. લેવા.

તાપીદાસ— ૫

જેહ સંતને સંતાપે પાપીજન તેનેરે જમરા નહિરે છોડેરે.
અવધ આવી કે ઝાલીજાશે ધર્માસનેજી
લેશે પળપળના ત્યાં હીસાબ મુર્ખ માનરે જેહ.
પુન્યને પાપનો ત્યાં થાશે સરવાળોજી
લેશે જમે ઉધારની તપાસ ઓહેવાનરે, જેહ,
રાયને રંકનો છે એકજ આરોજી,
તુટયા રાજા રાવણના ગુમાન ત્યાંની ધાનરે. જેહ,

કાતીલાલ-ઘાતીલાલ— ૬

આજ કાલ લુચ્ચાઓને છે દીવાળી,
જુવો દોરંગી દુનીયા નીહાળીરે; આજ.
ધર્મી હોય તે ભુખે મરે પીરસાએ પાપીઓની થાળી,
કસાઇને ઘેર કુશળ રહેને ભક્તો પીડાય ખાટ ઢાળીરે; આ.
સેલડીના સાંઠાને સૌ કોઇ ઝાલે, ન છેડે જો હોય નાગ કાળી;
વાઘનું માંસ કોઇ ભક્ષે નહિં ને મુકે અજા કંઠ પાળીરે.આ.

મોહેયો— ૭

શા પર ફરે છે ફુલ્યો ફુલ્યોરે, ઓ જંજાળી જીવડલારે; શાપર.
મિથ્યા માયામાં મોહી શું તું મલકાયે ભલા,

હરી વાટ છોડી ભવમાં ભુલ્યોરે. જંજા.
જાવું છે વસમી વાટે ભાથું કરી લે સાથે,
અવસર જાએ આ અમુલ્યોરે. જંજા.
માયા વીસારી તેં તો મહા સુખ પામ્યા ભાઇરે,
જક્રિ તુ જક્કમા રહેશે ઝુલ્યોરે. જંજા.

શગાળશાહ-ચંગાવતી-ચેલૈયો- ૮

જય સંતો પધારી ને કીધા પાવન,
ભાવ્યા છો હમારે મન પ્યારા હરી જન; જય.
પાપ પરીતાપ, કાપનાર છો હમારા,
દાસના જ દાસ હમે છૈએ તમારા;
સદ્બોધ દઇને કલ્યાણ કરનારા,
જન્મ મરણના જ કષ્ટ હરનારા,
થૈએ કૃતાર્થ હમે કરાવી ભોજન. જય.

તાર્પીદાસ— ૯

એક દીન એકલું જાવું છે જીવ જપી લે હરી,
જપી લે હરીરે અંતે જાવું છે મરીરે; એક.
ધન ને ધામ તારા કામ ન આવે જી,
આવ્યો ઠાલી મુઠે તું ઠાલી જાશે ભરીરે. અંતે.
બાળાપણ ગયું ત્હારૂં રમત ગમ્મતમાં જી,
ભુલ્યો જોબનીયે જુવતી શું રંગ રસ કરીરે અંતે.
પવનથી પુતળાં સૌ હાલે ચાલે છે જી,
પડશે પળમાં એ પવન જો ગયો નીસરીરે. અંતે.

ખોડીયો-ખાપરો— ૧૦

ચાલો ચુપકાગી રે ત્યાંહી, ચોરી કરવા નગર માંહી,
શકન હારા જુવો ભાઇ, ખાતરીયાં લ્યો કમર માંહી.
શગાળશા શેઠને ધામ, કરવું છે ચોરીનું કામ;
જાવું છે આજની જામ, લેવા દાગીના ને દામ.
હરીશું ખુબ ધન માલ, કરીશું બહુ મળી તાલ;
કરીશું જની કરુણી હાલ, લીધો ખંજર કરે સહાઇ. ચાલો.

**સમાળશા-ચંગાવતી-ચેલૈયો—૧૧**

હરી પદ મહોટું સંતો, પ્રભુ પદ મહોટુંરે:
જગતું આ જાણુંછે છે ખોટું ખોટું ભાઈરેહો. હરી.
માયીક સુખ સર્વે, ભરતીના ઓટુંરે;
પળે પળે ચળે એતો, છોટું છોટું ભાઇરેહો. હરી.
સ્વપ્નાનું રાજ જોઇ, ભરતો તું ડોટુંરે:
ઝાલશે જમરા તારી, કોટું કોટું ભાઇરેહો. હરી.
વાગી છે રામ બાણુંની, જેને ચોટુંરે;
સમજ્યા તે અવર દુખી, ગોટું ગોટું ભાઇરેહો. હરી

**ચેલૈયો— ૧૨**

વાહ અજબ મઢી,
અજબ મઢી તારી પળ છે અઢીરે. વાહ.
હાડ સ્થંભ રક્ત, વારી, મીટ્ટીથી ગઢી બનાવી.
હાલે ચાલે બોલે કીયા, કડીઓએ કાં એ લગાવીરે. વાહ.
સુંદીર રચના ધારે ઘડી, રૂડે રંગે રંગાવી;
ભરે સુંગધી થૈ દુર્ગંધી નીકળે એ એબજ આવીરે. વાહ.

**લાલદાસ— ૧૩**

વાહવાજી વાહવાજી થૈરાજી થૈરાજી! ચરણી ફિતાફજ તેની ચમ્મર
બસ મારૂં એનું ઘર ઘર, મસ કહાડું દ્રવ્ય ફેર ફેર;
માન ગુમાની માન ગુમાની–તાપીઆ પાપીઆ,
તોડું તાહારૂ તોડું તાહારૂં, હારૂ નહીંજ કંપાવું થર થર. વાહવાજી.

**દરબારીઓ— ૧૪**

જય સુંદર નરવરનો સૌ ઠાર કરો કીરતાર કરો કીરતાર,
વિઘ્નો વીદારી ગીરિધારી સુખ દે સદા બંસી ધારી;
સત સંગત દયો પત પંગત દયો વાહવા રંગીલી રંગત દયો.
ખુબ ધીર કૃતી ખુબ વીરમતી ગંભીર ગતી દયો હર હર હર.
જય કર બલ હર સત્વર નટવર પ્યારી પ્યારી કૃપા વારી
ઘર ઘર ઘર જય.

પુરજનો— ૧૫

કેમ કરીને પુરમાં રહીએ ઓ બાપજી ચાલ્યો ચોરીનો જુલમ,
આ દુઃખ તે ક્યાં સુધી સહીએ ઓ બાપજી. ચાલ્યો.

મારવાડી—રાટ પડે કે લઇ ખાટડીયા ગહીયા આવે રોજકે,
બેઠીશ બાપ મોંકા ઘરમે ક્રુરીયા;

ઓધા ચઢાવીયા ઢગ..... .......... .. .........કેમ કરીને.

મુસલમાન—અલ્લા સલામત રખે આપકું મેરી ખરાબી હોગઇરે.

બ્રાહ્મણ—તામ્બોટ ગયું આ નીલ્વ શંકરનું કીધો ખાલી ખમ...
કેમ કરીને.

ભરવાડ— હું ફીન્ને હું રહેવા હીંગે બોકડા મારા ચોરાયારે.

કણબી— કાય સાંગું ગી બાગા તુનાલા ધેતસા ગાઝા દમ કેમ કરીને.

ઘાંચી— બાંધ્યો મને ઘાણીની હારે ચોર્યો ગારા તલરે.

હજામ— તોબરી મારી આજે ચોરાણી તીનું કરતું ગમ.કેમ કરીને..

દરજી— ચોરને માટે બેસી આખીરાત અંગરખું હું સીવુંરે.

કુંભાર— ગધું અધેકું ગુમા ટપણા ખાઇ બેઠો છું ગમ. કેમ કરીને.

સુથાર— વાંદલો વીંધણું રંદો લયેડી ગયા મારા ગઇ રાતેરે.

કડીયારો— ગયા કહોવાડા કરવત મારા ઝાંખી રહ્યો ટમટમ. કેમ કરીને.

સર્વસભા— ૧૬

વંદીએ શ્રીકૃષ્ણજી ચરણ તમારા,
પાપ માફ કોટીક કરજો હમારા. વંદી૦

આપ તો દયાળુ છો ગરીબ નીવાજરે,
તારજો આ ભવથી શ્રીજી મહારાજ.

ટેબલો.



## અંક ૨ જો.

યારમહમદ— ૧૭

વાહ વાહરે મારી સરદારી, તારો છું આભારી આપે તું ધન
માલ—માલ.

છે તારી ખુબી બહુ સારી તુંને વારી વારી કાધો તે બહુ
નીહાલ—નીહાલ.

સાચા જુઠાનો બાપ, થાવું હું આપો આપ ગણુ ન પુન્ય પાપ
વાહ—વાહ.

દઇ કોઇને દમ કોઇને મારી ગરદન ખુબ કઢાવું ધન ખનખન,
કરીને રોફ સૌને સતાવું રંગીલો, છબીલો ઘાતીલો કાતીલો
બની સરદાર.

સુંદરજાન— ૧૮

ચાલો ચાલો સહેલાણી સાવરીયા, સાવરીયારે પાતળીયા; ચાલો.

યારમહંમદ—હાલો રંગીલી જાન હાલો છબીલી જાન,
તન મન ખુરબાન, તન મન ખુરબાન;

સુંદરજાન-ચલીયેજી ચલીયેજી પ્યારે સરદાર. રંગે રમાડું જામ, ચલો.

યારમહંમદ—ત્યારે તો છું ગુલામ;

સુંદરજાન—પોહોચાડું મન કામ,

યારમહંમદ—વારે વારે દીલારામ. ચલીયેજી૦

ચેલૈયો— ૧૯

હરી ભજન વીના પશુ તુલ્ય સૌ જનને જગમાં જાણો,
પુન્યથી પરો પ્રગટયો તે તો જનુની કુખે પહાણો;
શું ગલકે માયામાં રહીને, તારે જવાબ દેવો છે જમને;
જાશે ક્યાં પાપી તું વહીને. હરી૦
નહિં અંત સમે કોઇ રહે પાસે, જમરા આવી ઝાલી જાશે.
પાછળ પાપી તું પસ્તાશે. હરી૦
જે ભજન ધુનપર નહી ચડીયા તે પોકા મેલીને રડીયા.
વળી નરકકુંડમાં જઇ પડીયા. હરી૦

**નાપીદાસ-સુલક્ષણા—** ૨૦

**સોભાગમણી—**ઓ હંસા મુખે બોલ ભજને હરી હરીરે.

અંતરનો પડદો ખોલ, મમતા પરી કરીરે. ઓહંસા૦

શુરા હોય તે રણ ચઢે, બાઇ નહિ કાયરનું કામ;

કાળ શત્રુથી કમ્મર બાંધી, કરવો છે સંગ્રામ. ભજને૦

હરમાળા હથીયાર ગ્રહીને થઇજા તું તૈયાર;

પીંજરમાંથી ઉડી જવું છે, માલીકને દરબાર. ભજને૦

પય પાણી પ્યાલો ભર્યો છે, લખ આવે લખ જાય;

કાગા ટમ ટમ જોઇ રહેને, હંસા પય પીજાય. ભજને૦

**દરબારીઓ—** ૨૧

આજે છે આનંદ ઝંઘ રંગ,

હર્ષ અતિ વ્યાપીઓ છે અંગ;

જોઈ ભુપનુંજ રૂપ, આવે ઉછરંગ. છે૦

નેક ન્યાય છો પ્રભુ સદાય,

ઉચ્ચ નીચ એક તોલ ગણાય;

સત્ય બોલ સત્ય કોલ, સત્ય ચિત્ત સંગ છે૦

**કેદીઓ—** ૨૨

હાથમાં હાથ કડીયું પહેરવી પડી હાય હગારા કૃત્યાથી.

હાથના કરેલાં હૈયે વાગીયા,

પાપ પેલા જન્મનાજ જાગીયા;

કાઢયો આ કાળા ધોળામાં સાર,

જુતીયા માર, પગે જંજીર જડીયું. પહેર૦

પામ્યા આ લાભ કુડા કાજનો,

છે એ હેવાલ દગા બાજનો;

પત્ત ખોઇને નાખીયા બંધન મહાંય,

બધાંની હાય આખરે આવી અડીયું. પહેર૦

**ટેબ્લો.**

—❧*☙—

## અંક ત્રીજો.

ત્યાગીદાસ—કસ્તુરીયા— ૨૩

પત્તો ન લાગ્યો લગાર, સાધુઓનો. પત્તો૰
જંગલે જંગલ ગુફા ગીરિમાં શોધ્યા વળ્યા સૌહાર: સાધુ૰
આઠ દીવસથી સંતો, ન જડીયા માટે થયા છી, લાચાર.સાધુ૰
શેઠ શેઠાણી સુત ચેલૈયો ક્ષુધા પીડીત છે અપાર. સાધુ૰
સંત જમાડ્યા વિના ન જમતા વેઠતા કષ્ટનો ભાર. સાધુ૰

ત્યાગીદાસ— ૨૪

શેઠ શેઠાણી એક સંતોના દાસ છે.
સુત ચેલૈયો પણ તેવોજ ખાસ છે. શેઠ૰
વિદુર જેવા લ્યો જાણી મુખે શું વદુ વખાણી,
સાધુ સેવા સુખ લ્હાણી માને છે તે ત્રણે પ્રાણી,
અહોનીશ અંતરમાં ભક્તિનો વાસ છે. શેઠ૰
કરશે સેવા ચાકરી આપતણી બહુપેર,
માટે પધારો બાપજી અગપર આણી મહેર. શેઠ૰

સગાળશાહ— ૨૫

આહાહા આનંદથી દો વચન ભાગ્ય ધન,
મારૂં આજ થયું અતી ખુશી તન મન. આહાહા૰
શેવામાં રહીશું આજ્ઞાધિન થઇ લીન,
દીન રેન, ગન મોહન. થયું૰
ટાળી આફત પુર્ણ દત્ત કર્યુ આજ વાહવાહ,
આહા હા હા હા હા દ્યો વચન દ્યો વચન પધારો પ્રભુજી.
આહાહા૰

ચંગાવતી— ૨૬

પ્યારા પ્રાણ થકીરે, વ્હાલા જોગી તમને જાણું,
જીવન તમ થકીરે, નગળો ખરચે અમને નાણું;
જેમ અંધજન લોચન પામે, તેવો તમ આધારરે,
પરમ સંત અમ પ્રાણ તમથી, રહ્યા ટકીરે. વ્હાલા૰
જેમ શ્રાવણથી તપની ધરણી, પામે વરષા પાનરે;
તેમ શીતળ સુખ આપ ચિત્તમાં, રહ્યા સકીરે. વ્હાલા૰

ચેલૈયો— ૨૭

સગાં સહોદર સંત પુરૂષો મનમાં મ્હારે છે;

ન્યાત જાત સત સંગીઓ, મમ વૃત્તી ધારે છે. સગાં૦
કન્યા કરશું, મુજને એ નહીં ફાવે,
અંત સમયે કોઇ કાંઇ નહીં આવે;
મિથ્યા એ સર્વે પ્રભુને દવારે છે. સગાં૦

સગાળશાહ-ચંગાવતી- ૨૮

ચેલૈયો-હાલો મમ હૈયાના પ્રાણ, વાહલા ઉગ્યા આજે સોનાના ભાણ.
વાહલા૦

હૃદય વશી પ્રતિમા આપની યોગી સુજાણ. હાલો૦
જતન કરીશું હૈયે ઠરીશુ, કરી સાધુની સેવ;
પ્રેમે પ્રસાદ મન માન્યા, જમાડી પ્રસન્ન કરીશું દેવ;
પછી પ્હોઢાડી પલંગે પ્રભુને, પગચંપી કરશુંજી.
આશીષ લઇને થઇશું કૃતાર્થ નહિ જગથી ડરશુંજી,
કરીને સંત સેવા આ ભવતર શુંજી. હૃદય વસી.

૨૯

શામૈયુ—લાલ હાલો લાલા વાળે લીંમડે.
ભાઇ લીંમડાના લીલાં પીળાં પાંદ છે,
ત્યાં લાલા ભગતનું ધામ છે રે લાલ૦
લાલ આવો તો વહેલેરા આવજો,
ઓલ્યા ત્રીકમ છોગાળાને લાવજોરે. લાલ૦
લીંમડે જાશું તો માવાને મળશું બાળાપણુંના બેલીરે.
મારો સાથી વેળાનો હેલીરે લાલ૦
નાચતા ને કુદતાં હરીગુણગાતા હાલો હરીજન હાલોરે.
ત્રીકમ વિના મારા તનડા તરસે, જેવા લાલાનો વહા-
લોરે, લાલ૦

શામૈયુ— ૩૦
આજે ઉગ્યા સોનાના દન યોગી આવ્યારે,
આમ ભાગ્ય થયું ધન્ય ધન્ય ભુધર ભાવ્યારે;
ભાઇ ફુલે વધાવો સંત. યોગી૦
છે ઇશ રૂપ એ મહંત ભુધર૦
અંતરના દુઃખડા છાંડો. યોગી૦
પ્રીતે પકવાન જમાડો. ભુધર...આજે૦

શગાળશાહ— ૩૧

વિપત્તિ આ, ભારીરે સુઝે નહિં બારીરે—( ૨ )
મનુષ્યનું માંસ ક્યાંથી લાવુંરે. ટેક.
કોને જઇ કહું કે ભાઇ તું મરશેરે, ભાઇ તું મરશેરે.
વદતા આ શબ્દ શરમાવુંરે. વિપત્તિ૦
નવે નીદ્ધ નાણે મળે વેચાતી નીરધાર,
મનુષ્ય માંસ મળતું નથી ચૌટા હાટ બજાર;
પળે કેમ ટેકજ મારીરે, દુઃખ આ ટાળ મોરારીરે. સુઝે૦

શગાળશાહ— ૩૨

સંતરાજ કરૂણારે કીજે વાર કવચિત સબુરી લીજે,
મમ પુત્રને તેડી લાવું છું, ઝટ કાપીને રંધાવુંછું;
વેળા એટલી ધીરજ ધારો, કરી અપરાધ ક્ષમા હમારો.
દયા ક્ષમાના દુગ છો હે દેવાધી દેવ,
રહેમ ધરો હું ઉપરે, જાવુંછું તતક્ષેવ.

કૃષ્ણ—ચાલ ત્યારે ઝટ ચાલ ત્યારે ઝટ લવરી મારી છાંડ,
લાવ તારો તન, લાવ તારો તન. રાંધીને મને જમાડ;
મન મ્હારૂં ત્યારે ખુબ રીઝે. વાર.

વિદ્યાર્થીઓ— ૩૩

વિશ્વ પતિરે વંદુ ચરણ તમારા. ટેક.
પાપ નીવારી, ભવથી લ્યો તારી;
રંક જાણી જગધારા. વિશ્વ૦
શુદ્ધ મતિ દયો શુદ્ધ ગતિ દયો,
ભાગ્ય વંત કરો પ્યારા. વિશ્વ૦

વણિકપુત્ર— ૩૪

મરેરે. તું બાપો થાતો તારી માના ધણી,
હાડ ભાંગીયા ચામ ચુંટીયા ગાળો ભાંડી ઘણી. મરેરે૦
નિશાળે ન આવ્યો તેમાં પાડુ મારી ચાર,
ગડદા ગાલોમાં દીધા, ને કાઢયો ઘરની બહાર. મરેરે૦
જો ભણવા ન આવત તો દેતે ન ખાવા કાજ;
કાઢીયા તુંને તજી બાપા જમરા ઝાલી જાજ. મરેરે૦

**ચેલૈયો—** ૩૫

જેહ જનક વચન લોપે, ધીક ધીક તે તનને;
રંગ કોને રંગ કોને પળનારા ધન્ય છે. જેહ જનક.
ડગ મગ પગ ટકતો નહિ, ખાતો નહિ કર આપ;
તે વેળા બરદાશના, કરનારાં મા બાપ.
ભાર ઝીલ્યો ભાર ઝીલ્યો, નવ માસ ઉદરે;
કષ્ટ શોષી પાળીપોષીને મ્હોટા જે કરે.
પાડ તેનો ભુલનાર, લુણ હરામ, લુણ હરામ;
પાક કુંભીમાં જશે. જેહ જનક.

**ચેલૈયો—** ૩૬

કોડે મને કાપો પીતાજી આજ;
પ્રીતિથી જમાડો પ્યારા યોગીરાજ. કોડે મને.
જેમ આમ્રફળ સુધારીએ હર્ષે;
તેમ કરો વ્હાલા શીરતાજ.
પાછા ન પડો મારા શુરા પીતાજી;
પ્રસન્ન થઈ કરો આનંદ કાજ. કોડે.
માલીક છો આ દેહના આપ સ્વતંત્ર કુલ;
ઉપયોગ કરો મન ચહાય તે છે મારે કબુલ.
ધન્ય દિવસ આવો ફરી ન આવે,
કરો છરી લઈ મુજ પર ઘા;
અમુલ્ય ટાણું બાપુ વહી જાય છે,
મોકલો મને પ્રભુ ધામમાં. કોડે.

**ચેલૈયો—** ૩૭

ગુરૂજી મારા મીત્રો પ્યારા, માગું છું આપ રજાય;

**ગુરૂ-વિદ્યાર્થીઓ—**

ફાટે છે હૈયા વ્હાલા ચેલૈયા, કરતા તુજને વીદાય.

**ચેલૈયો—**

શોક ન કરશો મિત્રો મારા, આનંદ સમય લગાર;
સંત સેવામાં અર્પણ થાતા, પામીશ હું ઓદ્ધાર.
રેહો વ્હાલા ગુરૂજી ચહીને સહુ; આપો મને આશીષ. ગુરૂજી.

વિદ્યાર્થિઓ— શાખી.

ખોટ હમોને તાહેરી, બાઇ પુરાશે નહિં લેશ;
હેલૈયા–પ્રભુ ધામમાં આપણે, રહીશું સાથ હમેશ.

વિદ્યાર્થિયો—

શુદ્ધ શિખામણ કોણજ હમને, પ્યારા તુંજ વીણ દેશે;
હેલૈયો–ઓહો એમાં શું ચિંતા કરો છો, ગુરૂજી તમને કહેશે.

વિદ્યાર્થિઓ—

એમ ન થાએ, માયા મુકાએ;
હેલૈયો–મિથ્યા છે માયા જુઠી છે કાયા.
સંપીને રહેજો, પ્રણામ લેજો;
પડું છું સૌને પાય ગુરૂજી.

હેલૈયો— ૩૮

સત્ય સંગતમાં નામ નોંધાવો, ભકત પંગતમાં બાપુ ગણાવોરે. સ.
વિદુર વિભીષણ ધ્રુવને ઓદ્ધવજી;
અંબરીષ પ્રહલ્લાદ સમ થાવો રે. સત.
સેજ પલંગે સૌ ચઢે, ચઢે અટારી મહેલ;
ભક્તિ ખાંડા ધાર પર, ચઢવું છે મુશ્કેલ.
ઘોડું વાગી તે ચઢ્યા, પડ્યા પાપીઓ હેઠ;
શીરનું સાટું જે કરે, તે પહોંચે પ્રભુ પદ ઠેઠ.
થૈ શુરવીર પીતા પાછા ન પડી જાવો;
એ સંતને રીઝાવો, મુને કાપો આવો. સત.

હેલૈયો— ૩૯

બાપુ શી ધરો છો માયા (૨)
આ તો ગંદી કાચી કાયા.
મળ–મુત્રે ભરી, એમાં શું જોઇ' શો બાપા.
તમે થૈને આવા ડાહ્યા. બાપુ.
જેમ પાણીનો પરપોટો, છે જેવો ધુળીનો ગોટો;
તેવો ખેલ એનો ખોટો.
કે કાચા એના પાયા, છે જુઠા એના પાયા. તમે.

હાડ ચામનું પુતળું, અંદર મીઠી મેલ,
દોરી સાંચા ડગમગે, ત્યાં સુધીનો ખેલ.
હું જેવા તો પુત્ર થાશે, પણ આ અમુલ્ય ટાણું જાશે;
પાછળ પસ્તાવો થાશે.
તજે માયીક પ્રેમની છાંયા. તમે.

ચેલૈયો— ૪૦

આવી કમળા પતિ આ અંત, સમય શરણે લેજો;
નીવારી પાપ જગત બાપ, મુજને મોક્ષ દેજો.
ઓધાર્યા અનેક જીવને, પતિત પાવન કીધા;
રૂપી વૃંદથી રીસાઇને, બોર સવરીના લીધા. આવી.
સગા સહોદર મીત્ર મંડળ, સૌનો જુઠો સાથ;
બેલી અંત વખતનો, તું છે દીનાનાથ.
નથી જગ આશ, તુંમાં ખાસ મારૂ ચિત્ત છે જો;
સુંદર શ્યામ પુર્ણ કામ, આવી ચરણે લેજો. અંત.

સગાળશાહ–ચંગાવતી— ૪૧

વીરા મારા જન્મી જગતમાં તેં,
શુંરે સુખ ભાળ્યું બેટા.
અવતરી મારે પેટ જીવતર ખાળ્યું ભાઇ;
આવ્યો તેવો જવાનો વ્હાલારે. ભાઇરે ચેલૈયા.
વીરા મારા થઇને કસાઇ હમે.
કાપીએ છઇએ તુંને;
છરી તુંજ કંઠે દેતાં છુટે કંપ હૈએ મુંને,
સત્યને કાજ કાપું વ્હાલારે...ભાઇરે ચેલૈયા.
સત્યે હાર્યા નાર અને પાંડવ વનધાયા,
જોઇ સત્યમાં સાર, તજી ધ્રુવજીએ માયા;
સત્યે પળવા માટ મોરધ્વજે, અંગ વહેરાવ્યું,
પ્રહલાદ અંબરીષ સત્યથી થયા ચીરાયુ.
તેમ સત્યને શરણે, વ્હાલા તુજને કાપીએ;
ભક્ત છાપ પરખાવવા, રાંધી સંતને આપીએ.

**જૈન**—નવીન જમાનો આજ ચડેછે, અજબ આંખ મ્હાલે;
ભુખે મરે ધર્મીઓને, પાખંડી પુજાએ. નવીન૦
સંત નામ ધારીને આવ્યો, અનિત થઇ યોગી;
કામ કરે ચંડાળ તણાં થઇ, બાળકનો ભોગી. નવીન૦
ધર્મ નીમિત્તે હત્યા કીધી, કેવી એ ભક્તિ;
બગલા હંસ બની પયપીના તેવી છે જુક્તિ. નવી.
કરે આગીયા રવી નામથી ઝગ મગ પલકાઇ;
ભસે કૂતરાં સિંહ નાદથી મીથ્યા મલકાઇ. નવી
નૃપતિ અનુચર કાજ કરે ને, ગુલામ નૃપ થાએ;
સતી નાર ભુખે ટળવળે, કુલટા પેંડા ખાએ. નવી.

**સગાળશાહ—ચંગાવતી— ૪૩**

આનંદ કૃત્ય પ્રેમે કરીએ,
દુઃખ મનથી સૌ પરહરીયેરે. આનંદ૦
ધન્ય દીવસ આજ દીન દીવાળી;
નૃત્ય રંગમાં ફરીયેરે. આનંદ૦
સંત સેવા લાભ અમુલ્ય મળીયો,
મોક્ષ પદાર્થ હરીયેરે. આનંદ૦
ભાગ્ય વંત કીધા આજ હરીએ,
સુંદિર ગીત ઉચરીએરે. આનંદ૦

**સગાળશાહ—ચંગાવતી—ચેલૈયો. ૪૪**

હે દયા નિધાન કૃપાવાન કદ્રદાન,
આપો મોક્ષ પદ સ્થાન સ્યામ વાન અકળસાન;
કહાન કૃષ્ણ ભગવાન કૃષ્ણ ભગવાન. હે૦
અક્ષર જે ધામ આપ, ત્યાં હમોને રાખો બાપ;
ત્રીવીધિના તાપ કાપ. કૃષ્ણ૦
જય જય ચતુર ભુજ, છો હમારા પરમપુજ;
અંતર એક રટણ તુંજ. કૃષ્ણ૦

અર્જમાત્રા — ૪૫

છે સત્ય સત્ય સાચું જગમાં,
બેસાડે તેહને પ્રભુ પદમાં;
છે અગાધ સુખ ભક્તિ મદમાં,
ભક્તજનોને ધન્ય ધન્ય ધન્ય.
જેના પાપ જુઠ અંતર ચાલાકી,
જમના તેને ઝાલી જાશે;
પડી નર્ક કુંડમાં પસ્તાશે,
ખેદ કરી ખુબ મન મન મન.

શ્રી શ્રી શ્રી




શ્રી કલ્યાણમસ્તુ.

# જાહેર ખબર.



નિચે દર્શાવેલી કિંમતથી નાટકના ગાયનોની ચોપડીઓ જે ગ્રહસ્થોને જોઇતી હશે તેને રોકડી કિંમતે "શ્રી સુંદરવિલાસ" નાટક કંપનીમાંથી મળશે.

| | |
|---|---|
| પવિત્ર લક્ષ્મિ નાટકના ગાયનો ... ... ... ... | ૦—૨—૦ |
| ગુલબંકાવલી નાટકના ગાયનો ... ... ... ... | ૦—૨—૦ |
| મદનચંદ્રિકા નાટકના ગાયનો ... ... ... ... | ૦—૨—૦ |
| હંસાકુમારી નાટકના ગાયનો ... ... ... ... | ૦—૨—૦ |
| અભેયસિંહ નાટકના ગાયનો ... ... ... ... | ૦—૨—૦ |
| પુષ્પસિંહ નાટકના ગાયનો... ... ... ... ... | ૦—૨— |
| નરસિંહ મહેતા નાટકના ગાયનો. ... ... ... | ૦—૨—૦ |
| શેઠ સગાળશાહ નાટકનાં ગાયનો. ... ... ... | ૦—૨—૦ |

ઉપર બતાવેલા તમામ પુસ્તકો કંપનીનો મુકામ જ્યાં હશે ત્યાંથી મળશે.—

ગ્રંથકર્તા.

રણછોડલાલ ભાઇચંદ આમલીવાળા

સુરત નિવાસી.